# મેસમેરીઝમ.



રચનાર —

'તા. શી. ર.'



મુંબઈ મધે:
ઇન્ડસ્ટ્રિઅલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૯૧ ઇસવી.

# જયકર

# મેસમેરીઝમ.

રચનાર—

'તા સી ર'



મુંબઈ મધે:
ઇન્ડસ્ટ્રિયલ પ્રેસમાં છાપ્યું છે.

સન ૧૮૯૧ ઇસવી.



મેસમેરીઝમ (મેગનાટાઇઝ) કેમ કરવું..............



મેસમેરીઝમ (મેગનાટાઇઝ) ની અસર કેમ ઉતારવી ...



મેસમેરીઝમ ( મેગનાટાઇઝ ) સીક માનસને કેમ કરવું ...

# દીબાચો.

**વાંચ તું એ પ્રથમ દીબાચે એલમ**
**કે ટાલે તું શીખી એલમથી અલમ.**
**દીબાચે સમાએલી સરવે કીતાબ**
**અકલ ને દાનાઈના દર પ્રતાબ.**

**—તાહુરમુલ.**

આજ કાલ તરેહવાર જાતોની કેતાબો પ્રસીધ થાએછે પણ તે સર્વે કેતાબોથી જુદીજ ને જુદી કીસમનું જ્ઞાન એ કેતાબમાં સમાએલું છે. આએ કેતાબ પ્રસીધ કરવાની પુર મતલબ એજ છે કે લોકો એ પાક (મેસમેરીઝમના) એલમને શીખે અને કાંઇ સારો ફાએદો હાંસીલ કરે.

આએ એલમ વિશેની તરેહવાર ભાષામાં કેતાબો છપાએલી છે ને યુરોપમાં એનો એટલાબધો બોહલો પ્રસાર થએલોછે કે

ચાંના ઘણાં લોકો એ એલમ વીષે જાણેછે. પણ આપણા હિન્દુસ્થાનમાં એ એલમ જાણનારા ઘણાજ થોડાં દેખાએ છે, અને જેવો એ એલમ જાણે છે તેઓ લોકોથી એને છુપો રાખેછે. જોખી એ એલમની ઉત્પંતી હિંદુસ્થાનથી છે કે જેનાં વિશે અમે આગલ બોલીશું તોબી એ એલમ હિંદુસ્થાનથી એવો તો બેમાલુમ થયો છે કે તેની હસ્તીજ દેખાતી નથી.

આએ બોહલા શ્રિષ્ટી ઉપર તહરેવાર જ્ઞાન પ્રસાર થએલું છે. તેમાં કેટલાંએક જાદુ, કોટક, નજર બંદી અને તહરેવાર ઢોંગ ધતુરાથી ભરેલાં વિવીધ એલમો પડેલાંછે ને તેમાંના કેટલાંએક તો જડ મુલથી ગાએબ થઇ ગએલાંછે. વળી આએ દુનીયામો કેટલાંએક એવાબી એલમો છે કે જે નજરની અકરશણ શકતીથી તહરેવાર અસર કરેછે. તેમાંનું એક 'મેસમેરીઝમ' બી છે.

એ એલમની ઉત્પંતી કદામ વખતની છે. પેહલવહેલો એ એલમ સંસક્રિત ભાષામો લખાએલો હતો. અસલના લોકો જે એ એલમને જાનતાં હતાં તેવો એ એલમને લોકોથી છુપો રાખતાં હતાં, અને ઝાઝો કોઇને શીખવતાં નહી હતાં; તેથી તેવો રૂસી, દેવતા, યા મોજેજા કરનારા ગણાતાં હતાં, ને તેજ સબબે એ એલમ હીંદુસ્તાનથી એવોતો ગાયબ થયો કે લોકોના મન વીચાનથી ભુસાઈ ગયો. જ્યારે એ એલમ

હિંદુસ્થાનથી ગાએબ થયો ત્યારે એ એલમની કેટલીએક સંસક્રિત કેતાબો યુરોપમાં પોંહચી. ત્યાંના અકલમંદો એ એલમની ખુબી જાણીને એ એલમ હાંસલ કીધો.

પેહેલવેહેલ્લાં મી૦ મેસમેરીઝ સાહેબે તે કેતાબને પઢી અને તેથી પુરે પુરો ફાએદો હાંસલ કીધો, પણ પછી થોડીજ મુદત બાદ 'મેસમેરીઝમ' આખા યુરોપમાં એવી રીતે તો ફેલાવા પામીયું કે આજે થોડાજ લોકો 'મેસમેરીઝમ' થી અણુજાના હશે. એ એલમની હજારો નકલો, ફ્રેન્ચ, જરમન, ઇંગલીશ, રશીયન, ને બીજી ભાષાઓમાં છપાઇ પ્રસીધ થએલી છે, ને દનપર દન થતીજ જાએચ.

પણ આપણા હિંદુસ્થાનનો એલમ આપરાજ દેશમો ફેલાવો પામી નથી શકીયો એ ઘણી દલગીરી ભરેલી વાત છે. જોબી કેટલાંએક લોકો જાણેચ પણ તે સોમાં પાંચજ ને બીજાઓ તો એની હસ્તીબી માનતાં નથી. પણ હું કહી શકુંચ કે જો કોઇ એ એલમ એકદાં વાચે તો તે કદી એને ઝુઠો યા ઢોંગ સમજે નહીં.

એ વાતબી કદીમ તવારીખ ને નકકાશપરથી માલમ પડેચ કે પેહેલ્લેના લોકો કાંઇક હાથે લખી બીમારોને દેખાડી તેવોના દુ:ખ દરદો સારા કરતાં હતાં, તેમજ તેવો એફામ બી કરી શકતાં હતાં કે જે જોતાં એજ એલમ હતો. એબી કદીમ લોકો ઉપરથી માલમ પડેચ કે કેટલાએક રૂષીઓ, દેવ-

તાઓ, ને પાદશાહોએ તરેહેવાર એ એલમથી મોજેજા કીધા હતા. વળી એવી માલમ પડેચ કે કદીમ જમાનામાં એવા મશહુર નજુમીઓ થયેલા હતા કે તેઓએ ફકત પોતાના અવાજથી બીજા માણસો ઉપર 'મેશમેરીઝમની' અશર કરી શકતા હતા. તેઓ જેમ ચાહતા હતા તેમ તેઓ બીજાઓના મનનેબી વલાવી શકતા હતા પણ તેઓ તે એલમ એવાઓ ઉપર અજમાવતાં હતાં કે જેવા તેઓથી કમજોર હોયે. વલી હમુને પુરાની યુનાની કેતાબોમાંથી માલમ પડેચ કે પેહેલેના ભવીષવાણી કહી જનારા અફલાતુન, શુકરાત, ગેલીન, શેનટ આગસ્ટટાઇન અને બીજા ફીલશુફોનાં હેવાલ ઉપરથી જણાયચ કે તેવા જે વાણી કહી ગયા હતા તે ખરી બની હતી, ને તે પરથી હમુને માલમ પડેચ કે તેઓબી એજ એલમના જોરે જણાવી શકતા હતા, તે કલેઆરવાયનસની, સ્થીતીમાં (તે હાલત કે જેમાં માણસ કુલે દુન્યાનો હાલ જાહેર કરી શકેચ) કે જેનું બ્યાન આ કેતાબમાં વીગતવારથી આપેલું છે તેથીજ બધું હતું.

પેહેલે એ એલમ (મેસમેરીઝમ) લોકોથી અનજાનો હતો પણ જે દહાડે એ એલમનો ભેદ જાહેર થયો તે દીનથી તે આજ દન સુધી લખો ખરા બનાવો બનેલાછે, જેથી જાહેર થયુંચ કે ઇનિસાનમાં અકરખણ શકતી છે. બદન ઉપર 'મેસમેરીઝમ' ની અશર થઈ શકેચ, દુઃખ દરદો ઉપર એ ઇલાજ કરવો ઘણો ઉપયોગીછે ને તે યુરોપ ને અમેરીકામાં

અખતરાથી જાહેર થયુંચ. કેટલાએક ડાકતરો, ને અકળામંદો એ બીમારી ઉપર એ એલમની અસર કરી ઘણાકો ને સાજા કીધાં હતાં. એ ઉપરથી અમુને એ એલમની સચ્ચાઈ વાષે જરાબી શક લઈ જવો પડતો નથી, તોપણ એ કેતાબ પુરી રીતે વાંચ્યાથી માલમ પડશે.

કેટલાક લોકો એ એલમ ગમત સારૂં અજમાવેછે તે નુકસાન ભરેલુંછે, કારણકે કોઈ વખતે 'સબજેકટને' હેરાનગતી પુગેછે. પણ તે હેરાનગતી એમ પુગેચ કે જો તેનો 'ઓપરેટર' (મેગનાટાઇઝર) નબલો હોય યા બીહકણ હોય, યા ગભરાયલો હોય તો તે વખતે ધાસ્તી હોયછે. બીજા એલમોમાં ઘણી વખતે ધાસ્તી હોયછે પણ એ એલમમાં ધાસ્તી જેવું જરાએ નથી, કારણ કે એના એક વખત તમો માસ્ટર થયા કે તમો પોતેજ ભેદોને પામી જશો.

કોઇ વખતે ઘભરાટનું કારણ એમ થાયચ કે હસતાં હસતાં મોજને વાસ્તે કેટલાએક એ એલમની અસર સાંમેના ધણી પર કરેછે અને તેને એકદમ મોટા દરજ્જામાં લાવી મુકેછે જો તે વખતે તેઓ તે 'સબજેકટ' માં કાંઇ ઓરજ ફેર. ફાર થયલો જોઇ ગભરાયછે, કારણ કે તેઓને અનુભવ નથી હોતો કે ફલાની હાલતમાં માણસની ફલાની સ્થીતી થાયછે, વલી તે વખતે તેના ઉપર બીજાઓ તરફથી ગભરાટના પોકારો તુટી પડેછે, એવી હાલતમાં જો તે 'ઓપરેટર'

બી ગભરાયો તો કમબખતી, પણ એટલું ઇયાદ રાખવું કે તેથી કાંઇ ઘણો મોટો બીગાર થશે નહીં, તે વીષે મુખ્તેસર હેવાલ એ કેતાબમાં સમાયલો જોશો.

એ એલમથી સારા ફાયદા હાંશીલ કરવાના ઘણા રસ્તાછે. ડૉકતરોને એ એલમ ઘણોજ ઉપયોગી છે, તે જો એ કેતાબના ભેદોથી માહીર થઇ જો તેઓ વરતે તો આખેર તેમાં ફતેહ પાંમે ખરા.

આએ કેતાબમાં કોઇ કોઇ ઠેકાણે સમજ લેવી ભારી પડશે પણ જો પુરી વાંચીયામાં આવે તો દરેક નડો ટલી જશે. પણ જો તેમાં ગુચવણ હોશે તો તે અમે હાથે કરી લખેલી સમજવી, કેમકે એ કેતાબનું નોલેજ એવાં શખસોએ મેલવવું જોઇએ કે જેઓ એનાથી કંઇબી ફાએદો મેલવવા ચાહે, યા કંઇ સારો ઉપીયોગ કરવાની ઇચ્છા રાખે, તો તેઓ એના ભેદોને બરાબર અભીયાશ કરીનેજ આગલ વધશે.

આએ નોંધલી કેતાબનો દીબાચો લંબાન ને થોડા નસીહત રૂપી બનાવવાનો મુખ્ય ભાવ એજ છે કે, કોઇ બી શખસ એ એલમપર પુરો કાબુ ધરાવી યા પછી બદી રાહે નહી જાએ. આજકાલ એ એલમથી, યુરોપમાં કેટલાએક બુરા પરીણામો ને બનાવો બનેલા છે ખરા, પણ તેનો આખર કેવો અનજામ આયોચ તેબી સૌને રોશન છે. તેથી અમુને અંહી નસીહત જેવું બોલવું જોઇએ ને બોલશું. તોબી એ કેતાબમાં

આપેલી દલીલપર જે ધીયાન આપશે તે તેવે રાહે જઇ શેજ નહીં

હા આએ એલમ કોઇવાર બદી રાહે હલેચ અને આએ એલમથી કદી બુરાંબી કામો થાએચ ને થઇ શકેચ પણ આકે બતમાં તે નુકસાનકારક છે.

## રોબાઈ

નેકો બદીથી નેક ચીજ ટારી લીએચબી કંઈ
બદો નેકીને બદ કહી હાંસીલ કરે ન કંઇ.
જુવો તો મધ માખને ડંખેથી કરેચ મધ
મીસાલ તેજ નેકોબી હાંસીલ કરે છે કંઇ.—તાહમ્મુલ

પણ ઘણી વખતે એ એલમ બદોને બદી રાહપર જતાં અટકાવેછે ને એજ એલમ પોતે તેવાં કામ કરવાથી પાછો હથેછે; તે વાશે એ કીતાબ પુરૂં વાંચીયાથી જણાશે.

બદો નેકીની રાહને બદનામ કરેતો શું?
બદો બદીને નેકીથી એકરસ કરે તો શું?
બદો નેકીને બદબી શબદ ઓચરે તો શું?
બદો ને ભલા રોકવા જાએ કહાં નેક ખું?—તાહમ્મુલ.

કોઈ માણસો એ એલમથી કંઇ કમાવવાની લાલચે તદબીર અમલમાં લાવે, પણ તેથી બહેતર કે એ એલમને ફાએદાભરી નેક રાહપર લાવી અમલ કરે, જોબી પૈસાથી માણસ લલચાઈ બુરી રાહપર જાએછે તોબી પૈસા વીણા આએ દુનીયામાં હરકોઇ નાચારછે, ને પૈસાથી એશને આરામ છે.

## દીગર

પૈસાનો સદા દીલમો અમીરના ખીયાલ છે,
પૈસાના ખાતર ફકીરભી કરતો સવાલ છે.
પૈસાથી જાહો માનને પૈસાથી શાદ છે,
પૈસા ન હો જો પાસ તો દર દર હેરાન છે.
પૈસાથી સારી દુનીયા એ હરી હામ છે.

પૈસાથી ચહેરો જર્દ અમીરનો ઈદ છે,
પૈસાથી સએરે ગુલશનમોં લેવાએ છે.
પૈસાથી ખુશ ફુલોના હારો બંધાએ છે,
પૈસાથી મોજ શોખ ભી તમતમાએ છે.
પૈસાથી સારી દુનીયા એ હરી હામ છે.

પૈસાથી પલંગ સેજને પૈસાથી તાજ છે,
પૈસાથી મલે મહેલને ગુલશન તમામ છે,
પૈસાથી મલે જાનને દીલ દાર છે,
પૈસા વગર હર ઠામથી ઠુકરાએ છે,
પૈસાથી સારી દુનીયા એ હરી હામ છે.

પૈસા જો પાસ હોએતો ચીજો મલે હજાર;
પૈસાથી તંગ દસ્ત હો હરજા મલે પએજાર.
પૈસાથી યારો શાનને ધુમ ધામ છે,
પૈસા વણા 'તાહમ્મુલ' કહે ઓકરાર છે,
પૈસાથી સારી દુનીયા એ હરીહામ છે.

જોબી પૈસા વગર સર્વ નકામુ છે પણ પૈસાથી નેક કામો કીધાથી આએ દુનીયામાં તે ઘણી જાહ માન ભોગવી સદા અમર થઈ જાએચ, તેમજ એ એલમથી જો કોઇ નેક રાહે ચલે તો તે ઘણું માન હાંસલ કરે. દુઃખ ઉપર, દરદ ઉપર, એ એલમ કેટલો અસરકારક છે કે તે આએ કેતાબમાં જણાવીયું છે. આએ એલમ જેમ બીજા લોકોનેબી ઉપયોગી છે. તેમજ, ડાકતરો, વૈદ, શાસ્ત્રીઓને, ઘણોજ ઉપયોગી છે. તેના વિશે સમજ એ કેતાબમાં આપેલી છે. કેટલાએક ડાકતરો એ એલમથી દુર રહેવાની ભલામન કરે છે ને બીહવાડે છે, પણ એમાં બીહવાનું કશુએ નથી. એતો રોજીના ખાતર તેમને એમ કરવું પડેછે. પણ ખોદા તો સૌને રોજીનો આપનાર છે.

આએ એલમ શીખવામાં કોઇ ધાસ્તી જેવુ ધારતાં હશે તો તેમને અમે કહી શકીએચ કે એમાં ધાસ્તી જેવું કાંઇએ નથી. જો એક વખત એ કેતાબનો અભીયાસ બરાબર કરે, તેના ભેદોને પુરેપુરા ધીયાનથી વાંચે, તેનાવિશે અનુભવી બયાનો વાંચી મેલવે, તો એમાં તેઓને કાંઇબી ધાસ્તી જેવું દેખાશે નહી. એ એલમ જલ્દી કે મહેનતથી હાંસીલ થાએચ તે અમે અંદર દરશાવેલુંછે પણ એટલું આગલથી કહીએચ કે જો કોઇ એ એલમ શીખવા માંગે તો તે થોડા વખતમાં શીખી શકશે, પણ એ એલમ શીખવા પછી એનો સારે રસ્તેજ ઉપીયોગ કરવામાં આવવો જોઇએ.

સારી ચીજોને ઘણા લોકો બગાડી નાખેછે, તેના ઉપરથી એમ નહી ખીયાલ કરવો જોઇએ કે તે ચીજ બુરી છે પણ તે ચીજ જાતે તો ઘણી સારીછે પણ બદો બદી રાહપર તેને લાવી બદનામ કરેચ.

આએ નાંધલી કેતાબ પ્રગટ કરવાની અમારી મતલબ એજછે કે લોકો સેહલાઇથી એના ભેદોને જાણી એના ઉપર અમલ કરી સારો ફાએદો હાંસલ કરે. 'મેસમેરીઝમ' શીખનારે ધીયાનમાં રાખવું જોઇએ કે પાંચ, દસ, વખત એમાં નીશફલ થાએતો તેને હારી નહી જવું જોઇએ પણ તેનાપર મેહનત લઇ શીખવું જોઇએ.

એમબી માલમ પડેચકે પક્ષીઓ, માછલીઓ, કીડાઓ બી અપસ અપસમાં અકરશણ•શકતી ધરાવે છે; તે ઉપરથી અમે કહી શકીએચકે આદમીઓમાંબી અકરશણ શકતી છે.
અમુને જુની તવારીખો પરથી માલમ પડેચકે એવા ખરા બનાવો ઘણા બનેલાછે, કે હેવાનોએ પોતાની શકતી બચ્ચાંઓપર ને કમજોર માનસોપર અજમાવેલી છે.

હવે આએ દીબાચો નહી લંબાવતાં અંહીજ ખતમ કરીએચ, ને વાંચનારથી ચાહીએચ કે અમારા લખાનોમાં કંઇબી ગલતી દેખાએ તો દર ગુજરની નજરે જોઇ દુર કરે ને અમુને તેથી માહીર કરે. ઇનસાન ભુલ ચુકથી ખાલી

નથી તે વિશે 'હજરત મહમદ' પોતાની 'હદીશે શરીફમાં લખી ગીયોચકે—

અરેબીક— અલ ઇનસાનો મુરકબુન, મીન અસ સહવ વલની સયાન.

માએની— માણસ જે છે તે ભુલ ચુકથી ભરપુર છે.

# મેસમેરીઝમ.

## હાલતો.

Magnetism—અકરશણ શકતી—એ એલમનું નામછે.

Clairvoyance—એ તે હાલત છે કે જે હાલતમાં માનસ કુલે દુનીયાની ખબર જાહેર કરી શકેચ, તે ગુજરેલી વાતો હોએ યા થવાની હોએ યા થતી હોએ તેબી તે જાહેર કરી શકેચ. એ શકતીથી કાંઇ છુપી રહી નથી: પણ જે અમે 'મેસમેરીઝમ'ને નાહલા દરજાથી મોટા દરજાના સુધીની અજમાએસો કરીને જોઇ. કે જેમાં તહરેવાર હાલતો થઇ તેમાં આએ હાલતબી જાહેર થએચ.

Somnambulism—'સોમનેમબ્યુલીઝમ'—એ તે હાલત છે કે જેમાં માણસને પોતે સફર કરતો હોએ એમ લાગેછે.

Syncope—'સિનકોપી' એ હાલતમાં માનસને એવું માલમ પડેચ કે તે એટલો થાકી ગીયોચકે ગોયા તેણે સો માઇલની સફર કીધીચ.

Catlepsy—'કેતલીપસી' એ હાલતમાં માણસનો કોઈ સાંધો લુલો થઇ જાએચ, યાને તે એટલો કમ જોર થઈ જાએચ કે કોઈબી ચીજ એક જગેથી બીજી જગે તે ઉંચકીને મુકી શકતો નથી.

Trance—'ટ્રન્સ' એ હાલતમાં માનસને એમ માલમ પડેચ કે તે બેજાન થયોચ ઇયાને તેનો જીવ ઉડી ગીયોચ ને ખાલી ખોખું રહી ગયુંચ.

Somniferum—'સોમનીફરમ' એ હાલતમાં તે ભર ઉંઘમાં પડેચ.

## એ એલમની અસર કોણની ઉપર થઈ શકેચ?

હરેક માનસ ઉપર 'મેગનાટાઇઝની' અસર થઇ શકેછે, તોબી એમ જણાયુંચ કે હરેક ઉપર બરાબર અસર કરી શકાતું નથી. કોઇ માનસ ઉપર એની અસર જલ્દી કાંય થઇ ને નહી કાંય થઇ તે અમે ચોકસ કહી નથી શકતા. તોબી આએ નીચલી બે વાતો ધીયાનમાં રાખવી જોઇએ. પેહેલ્લે તો એ જાણવું જોઇએ કે કીયા માનસપર એની અસર જલ્દી થાએચ ને બીજું એ કે 'મેસમેરીઝમ'ની પુરી અસરને કયો શખસ લાયક છે, એ તો પેહેલ્લે જાણવું જોઇએ.

એ એલમની અસર જે શખસ પર કરવી હોએ તે શખસ પેહેલ્લે તો નાજુક ને ખુબસુરત હોવો જોઇએ, નરમ બાલવાલો હોવો જોઇએ; તેની આંખો સારી હોવી જોઇએ, એવા શખસ ઉપર એની અસર ઘણીજ જલદી થાએચ. ને બીજું એકે, કમજોરપર, અને કેટલીએક જાતની બીમારીપર 'મેગનાટાઇઝ'ની અસર ઘણીજ જલદી થાએચ.

તમે જો કોઇપર એ એલમની અસર કરવા ચાહતા હોવો તો તે શખસ તમારાથી નાંધલી ઉમરનો હોવો

જોઇએ, વળી તે તમારાથી કૌવતમાં કમ હોવો જોઇએ, ને તે તમારા મીજાજથી જરા ઉલટો હોવો જોઇએ. કેમકે 'મેસમેરીઝમની' અસર તમારા મીજાજને મલતા શખસપર કરવી મુશકેલ છે. તેથી ઉપર જણાવેલા શખસ ઉપર કરીયાથી તમે જલદી ફતેહમંદ થશો.

વળી એ ધીયાનમાં રાખવું જોઇએકે તેની આંખો તમારી આંખોથી થોડી તેજદાર હોવી જોઇએ, મીજાજે તે થંડો હોવો જોઇએ, કેમકે ગેહેરી અને તેજવાલી આંખોપર એની અસર થવી મુશકેલ છે.

કંઇક એવા બનાવો બનીયા છે કે કાબેલોએ કેટલીક વખત મેગનાટાઇઝની અસર કરવામાં નીશફ્લતા પામીયાચ, ને કેટલી વખત તો કેટલાક પોતાની પેહેલીજ કોશેશમાં ફાવીયાચ ; કોઇ વખત તો નબલા માનસપર અસર થવી મુશ કેલ પડી, ને જવાન તનદરૂસ્તપર જલદી થઇ, ને તે બેહોશ થયો. એ વાતોથી ગુચવાડો પડેચ પણ કોશીશ જારી રાખવાથી આખર ફતેહમંદી હાંસીલ થાએચ.

'સબજેકટ' (જેના ઉપર એની અસર કરો તે) એવો જોઇએ કે લોકોનું ભલું ચાહવા વાલો હોએ, સખી હોએ, ને થોડો બકબકારો કરવાવાલો હોએ. પણ જે માણસ ઘણોજ જીદ્દી અને બકબકારો કરવાવાલો હોએ તેનાપર એ એલમની અસર જલદી થતી નથી.

તમે જો કોઇ સારા 'કલેઅરવાઇન્ટ' ( તે શખસ કે જે કલેઅરવાઇનસની હાલતમાં કુલે જમાંનાનો હાલ જાહેર કરેચ ) તેને પુછસો તો તે તમુને બરાબર સમજાવશે કે તમે કેવા શખસ ઉપર જલદી ફાવી શકશો.

## ઑપરેટર કેવો જોઇએ ?

જોબી બધા માણુસ 'મેગનાટાઇઝ' કરી શકે છે તોબી એટલું યાદ રાખવું જોઇએકે કોઇ કોઇ શખસો વધારે જોર ધરાવે છે. ઇયાને તેઓમાં 'મેગનાટાઇઝ' કરવાની વધારે શકતી હોયે છે. એ એલમમાં એવા શખસો ફતેહ મંદ થાએછે કે, જેઓ જોરાવર, ઉદાર દીલી, હસમુખા, ને બીજાં અમીરી ગુણો ધરાવતા હોએ. 'ઑપરેટર' તન દરૂસ્ત જોઇએ, તેમાં કોઇપર જલદી અસર કરવાની ખાશીયત જોઇએ, તેનામો સબુર, દલેરી. અને હોશીયારી જોઇએ, ને વળી સાથે પોતા તરફ ખેંચી લેવાની અકરશણ શકતી જોઇએ. ઇયાને બધાથી પેહેલ્લે તે તનદરૂસ્ત હોવો જોઇએ, પછી એ વાતપર અમલ કરે.

## ઓરત સારૂં. કોણ ?

એ શકતી ઓરત અને મરદ મધે એક સરખી હોએછે. અમુને ઘણાએક બનાવોપરથી માલમ પડેચ કે, ઓરતને 'મેગનાટાઇઝ' કરવાવાલી ઓરતજ જોઇએ : તોબી મરદોથી ઓરત ઉપર 'મેગનાટાઇઝ' કરવાથી અસર થાએછે. પણ જો ખરૂં જોવો તો એક ઓરતને

'મેગનાટાઇઝ' કરવાવાલો તેનો બ્રથાર જોઇએ. તેણી એ ધીયાનમાં રાખવું જોઇએકે તે સરવે વાતો કે જે ઉપર અમો લખી ગીયાચ તે 'સબજેકટ' માં જોઇએ. ને તેમજ મરદ સારૂં તેની ઓરત ને છોકરીસારૂં તેની માએ યા બેહેન જોઇએ. જવાન છોકરા સારૂં તેના ખાનદાનમાંથી કોઇબી શખસ જોઇએ, કેમકે એક લોહી 'મેગનાટાઇઝ' કરવામાં ઘણું ફાએદાકારકછે; ઇયાને એક લોહી હોવાથી એની અસર જલદી થાએ છે.

## ઑપરટરથી સંભાલજો.

તમે 'મેગનાટાઇઝ' કરાવો તો એકજ શખસ પાસે કરાવો અને બીજા બીજા શખસો પાસે ના કરાવો પણ જો બીજા પાસે કરાવો તો ઘના દન. પછી કરાવો.

તમે તમારો 'મેગનાટાઇઝર' એવા શખસને બનાવો કે જે તમારો દોસ્ત હોએ, તમારૂં સારૂં ઇચ્છનારો હોએ, નહી કે અદેખા દુશમનથી કેમકે દુશમનને જો તમે તમારો 'મેગનાટાઇઝર' બનાવશો તો ખતા પામશો. તમે જો 'સીક' હોવો ને તે બીમારી સારૂં 'મેગનાટાઇઝ' કરાવવા માંગતા હોવો; જોબી તમારો 'મેગનાટાઇઝર' 'ફી' લઇનેબી કરતો હોએ તો પેહેલે તમે એ ખીયાલમાં રાખજો કે તે તમારો દોસ્તદાર છે કે નહી, ને તેનાપર તમારો પુર ભરોસો છે કે નહી. કદી કોઇ એવા શખસને 'મેગનાટાઇઝ' કરવાની રજા નાઆપતા કે જેના સાથે કોઇ તરહાંની તમારી દુશમની હોએ,

યા તેના વીશે તમારા દીલમાં કંઇ વસવસો હોએ, કેમકે તેવાં એોથી અસર કરાવીયાથી તમુને હેરાનગતી પુગશે. તમો જો કદી કોઇ બીમાર 'મેગનાટાઇઝર' થી અસર કરાવશો તો તે તમુને પોતાની બીમારી આપશે ને તમારા તેજ હાલ થશે કે જે 'મેગનાટાઇઝર'નો હાલ હતો; વળી એબી ખરૂં છેકે પેલા 'મેગનાટાઇઝરને' બી કંઇ ઇજા પોંહચસે. તેથી પેહેલ્લાં તમુને તમારા 'મેગનાટાઇઝરની' તનદરૂસ્તીનો વીચાર કરવો જોઇએ. 'સબજેકટને' લાજમછે કે પોતાને 'મેગનાટાઇઝરને' હવાલે કરવા પેહેલ્લાં તેના તબીયત ને ખાસીયતથી વાકેફ થાય. કેમકે 'મેગનાટાઇઝર' કદાચ તેના ઉપર એવી કોઇ અસર કરશે કે તેના અવયએોને કોઇ તર્હેની હરકત પુગશે.

## મેસમેરીઝમ ( મેગનાટાઇઝ ) કેમ કરવું તેની સમજ.

પેહેલે પોતાના સબજેકટ (જેના ઉપર તમે અસર કરો તે) ના સાંબે તમે બરાબર બેસો. તમે તમારા સબજેકટને તાકીદ કરોકે તે પોતાનો વીચાર કોઇબી તરફ નહીં લઇ જાએ, ને તે તમારી અસર થવા સારૂં બદનને ઢીલું મુકી દેઇ આરામથી બેસે, અને પોતાનો વિચાર એવો બાંધે કે તેને હમના જરૂર સુવુંજ પડશે. અને તે વખતે તે પોતાની આંખો તમારી આંખોથી મેલવી રાખે.

અથવા એવું કરોકે 'મેગનાટાઇઝરની' અસર કીધેલો ચાંદીનો સીકકો યા કોઇ બીજી ચીજને પોતાની છાતીપર

મુકો અને તેના ઉપર તમારા 'સબજેકટને' એકી નજરે જોવા કહેવો, અને બીજી કોઇ ચીજપર હરગેજ જોએ નહીં એવી તાકીદ કરો, અને પોતાના વીચારોબી હરગેજ બીજી તરફ કદી નહીં લઇ જાએ તેમ કરો.

હમના તમે તમારા 'સબજેકટ'ના હાથોને એવી રીતે પકડો કે તેનો અંગુઠો તમારા અંગુઠાથી મલીયો રહે, અને તમારો જમનો હાથ તેના જમના હાથમાં અને ડાબો હાથ તેજ પ્રમાણે તેના ડાબા હાથમાં મલીયો રહે, અથવા ચીત્રમાં દેખાડેલી રીત પ્રમાણે હાથને પકડીને બેસો.

એબી ધીયાનમાં રાખવું જોઇએ કે તમારા, 'સબજેકટ' ને તમારો વિશવાસ આપવો જોઇએ, કે તે પોતાના જોરે તેનાપર અસર કરી થોડા વખતમાં તેને બેફામ બનાવશે, ઇયાને તેનાપર 'મેગનાટાઇઝની' ઉંઘ ગાલેબ કરશે, કેમકે 'સબજેકટ' 'મેગનાટાઇઝની' અસર કરવાનો એક મોટો આધાર તેને વિશવાસ આપવા પરછે ઇયાને 'સબજેકટને' 'મેગનાટાઇઝર' પર પુર ભરોસો રાખવો જોઇએ.

હમનાં તમુને લાજમછે કે તમારા વિચારો એ વાતપર લગાડો કે તમુનેતમારા 'સબજેકટ'પર અસર કરી તેને 'મેગનાટાઇઝની' ઉંઘમાં લાવવાનો છે; તેથી તમે તમારી આંખો તેની આંખ સાથે મેલવો અને તમારા પગ તેની ખુરસીની આસપાસ લગાડો, તે એવી રીતે કે તે પોતાની બાજુ તમારા ગુઠનપર ફેલાવી શકે.

હમનાં તમે અંગોઠાને ઉપલી રીત પ્રમાણે પકડી રેહવો તે અંહી સુધી કે તમારી ને તેના હાથે વચ્ચેની ગરમી બરાબર છે કરી માલમ પડે ત્યાં સુધી. એ ગરમી તમુને એક મીનીટથી દસ મીનીટમાં માલમ પડશે. તે વખતે તમુને તે ધણીને છોડી દેવો જોઇએ, અને હમનાં તમુને 'મેગનાટાઇઝનો' અમલ કરવો શરૂ કરવો જોઇએ. હમનાં તમે તમારો હાથ આસ્તેથી તેના માંથા ઉપર આએ તરાંહથી રાખોકે તમારી હથેલી તેના કાનની પટી ( Tamples of the head ) ઉપર રહે અને આંગલાં તેના સર ઉપર પડી રહે. અથવા તમે એવીરીતેથી રાખો કે હથેલીથી તેની આંખો ઢાંકવામાં આવે અને તમારા આંગલાં તેની પેશાની ઉપર રહે. હવે તમે તમારી પેશાની એક એક તરફ રાખો, પણ જો તમે થાકેલા હોવો તો તમે તમારાં ભુવાં ગુઠન ઉપર રાખી શકશો.

તમે હમનાં તમારૂં કામ કરવા માંડો ત્યાંસુધી કે તેની પાપનો ભારી નહી થઇ જાએ. અને બંધ નહી થઇ જાએ. તમારો 'સબજેકટ' કેવોબી સખત હોશે તોબી તે તમારી મરજીથી ઉલટું કામ નહી કરશે, પણ તમે તમારૂં કામ સબર, હોસીયારી, રાખી કરશો તો તેમાં તમે ફતેહ પામશોજ. જોઇએ તો તેમાં પાંચ મીનીત વધારે થાએ યા પાંચ બેઠક થાએ, કે જે હર બેઠકમાં અરધો કલાક થાએછે તોબી હર વખત એ ધીઆનમાં રાખવું જોઇએ કે જ્યાંસુધી તેની આંખો બંધ નહી થઇ જાએ ત્યાંસુધી આગલ વધવું નકામું છે. કેમકે એનાથી વધારે બીજો કોઇ સેહેલ્લો રસ્તો નથી,

જ્યારેતમે તેની આંખો બંધ કરવામાં, ઇયાને 'મેગનાટાઇઝની' નીંદમાં નાંખવા ફતેહમંદ થાવો, ત્યારે તમે તમારી હથેલીને કાનપટી ઉપરથી ઉંચકી લેઇ તેજ આંગલીઓથી કે જે ઉંચકી લીધી હતી તે આંગલીઓ ફેરવો—પેહેલ્લે તેના આંખઉપર થોડોવાર મુકી તરતજ તેની પેશાનીપર, અને મોહનાપર અને પછી, છાતીપર, ને છેલ્લે પેટપર ફેરવો.

જ્યારે તમે એ કામ પુરેપુરૂં કરી રેહશો ત્યારે તમુને 'મેગનાટાઇઝની' અસર જાહેર થએલી દેખાશે. પણ એ ઇયાદ રાખવું કે પુરેપુરી અસર કરવી એ એક દબલ મહેનત છે. હમના તમુને બીજી તર્હેના રસ્તા શીખવા જોઇએ કે જેની હમના તમુને ગરજ છે.

## 'મેગનાટાઈઝની' અસર ઉતારવાની સમજ.

હમનાં તમુને પેલી 'મેગનાટાઇઝની' અસર પાછી ઉતારી લેવી જોઇએ. પણ તમે જ્યારે તેની અસર પાછી ઉતારશો તો તેની શકિતનો એક હીસ્સો બી તમે ખેંચી લેશો.

હમનાં તમુને એમ કરવું જોઇએકે, તમારા હાથ તેના માંથા પરથી લઇને હાથની આંગલીઓ સુધી ફેરવવા જોઇએ. હમનાં તમારા 'સબજેકટના' માંથાની ચોટલીના ભાગ ઉપરથી, પાછલી તરફથી. લેઇને બાજુ ઉપરથી ફેરવતાં આંગલીઓ સુધી આવવું ને વલી પસીનાને ખેંચતાં પેશાની ઉપરથી ચેહરા ઉપર ખેંચતાં પેટઉપરથી ગુઠનસુધી આવવું જોઇએ.

જો તમારા 'સબજેક્ટ' ની આંખો ઘુંગાડી માલમ પડે ઇઆને તેના ઉપર 'મેગનાટાઇઝની' નીંદ ગાલેબ થઇ ગઇ હોય તો તમારી બેઠક પાછી અરધા કલાકની કરો અને તમે જેમ પેહેલ્લે કીધું તેમ કોશેશ પાછી કરો, ઇયાને 'મેગનાટાઇઝ' કરવાની પાછી કોશીશ કરો. તેમાં તમે આખર ફાવશો, અને તમારા સબજેક્ટ ઉપર અસર કરવામાં ... મંદ થશો. પેહેલ્લે તો તેને રોજની ઊંઘનીક... આવશે પણ જેમ જેમ તમે અસર કરશો તેમ તેમ તેના ઉપર અસર થતી જશે. જ્યારે તમુને માલમ પડે કે તેનાપર પુરેપુરી અસર થએલી છે ત્યારે તેને સુવા દેવો અને તે પછી તમુને 'મેગનાટાઇઝ' ઉતારવાની કોશીશ કરવી જોઇએ.

## હાલતોમાં સવાલો.

તમે જો તમારા 'સબજેક્ટને' કંઇ પુછવા માંગતા હોવો તો તેને પુછો કે તેની હાલત તેને કેમ લાગેચ. ત્યારે તે આએ નીચલી વાતોમાંથી એકબી વાત જાહેર કરશે યાતો તે આએ હાલતને ભુલી જાગી ઉઠશે, યા વગર જવાબ આપવે સુઇજ રહેશે, યાતો તે તમુને જવાબ આપશે. જો તે જવાબ દેવાની હાલતમાં જવાબ આપેતો તે 'સોમનૅમબ્યુલીસ્ટ સ્ટેટ' ઇયાને ઉંઘની અનદર સફર કરવાની હાલતમાં છે એમ સમજવું જોઇએ.

જો તે જવાબ આપશે તો તેને એમ પુછવું મુનાસબ છે, પેહેલ્લે એ કે તમારીપર કીધેલી અસર તેની તબીયતને બરા-

ખર છે કે નહી? અને તેને એ પુછો કે તું મને બીજો અમલ કરવાનો સેહેલ્લો રસ્તો શીખવી શકેચ કે નહી?

બીજું એ કે તે કોઇ વાતનો વિચાર કરી શકેચ કે નહી? અથવા કોઇ તહરેની સહલ્લા આપી શકેચ? કે જે ફાએદામંદ હોએ. ત્રીજું એ કે તેની બુધ્ધી તેજ થએલી માલમ પડેચ કે નહી? અને તેની હુશીયારીને મગજની તેજી કેટલી હદ સુધી છે? ચોથું એ કે તે પોતાના 'ઑપરેટરને' ઓરખી શકેચ યા નહી? પાચમું એ કે તે કયાંસુધી જોઇ શકેચ, અને તેની બુધ્ધી કયાંસુધી સફર કરી શકેચ; યા તે કોઇ વાતનો જવાબ આપી શકેચ કે નહી? છઠું એ કે તે પોતાના 'મેસમેરીસ્ટને' અને પોતાની હાલતને પેછાણી શકેચ કે? અને કાંઇ તે બાબતમાં બયાન કરી શકેચ કે નહી? સાતમું એ કે તે તમારા વિચારોને તે વિચારી શકેચ કે નહી? અને તે કયાંસુધી તમારા મનના વિચારોને વિચારવાને શકિતવાન છે?

તમારા આએ સવાલોના જવાબો દેવાથી તમુને તમારા 'સબજેકટની' અજમાએશ કરવી તમુને શીખવશે.

## તમારા 'સબજેકટને' કેમ જગાડશો?

તમારા 'સબજેકટને' જ્યાંસુધી તે માંગે ત્યાંસુધી તેને આરામથી સુવા દેવો, અને ત્યારેજ ઉઠાડો કે જ્યારે તે જાગવા માંગે, યા તે તમુને થાકેલો માલમ પડે. તેને પેહેલ્લાં તાકીદ

કરવી લાજમ છે કે તેને જે અનુભવ 'મેગનાટાઇઝની' નીંદમાં મલે તે જાગીયા પછી ભુલી જવું.

હમનાં તમે તમારા 'સબજેકટ'ની ખુરસી પછવાડે ઉભા રેહવો અને તમારા હાથોને ઉપરની તરફથી એવી રીતે ફેરવો કે ગુઠનોની બાજુઉપર. અને પછી બાજુ ઉપરથી સર ઉપર; અને ત્યારબાદ તમારી આંગલીઓને તરતજ તેના ચેહરા સાંએ લાવો. જ્યારે તેને તમે જગાડવા ચાહો તે વખતે તેને જગાડવાની ઉતાવળ ના કરતા, અને એકાએક ના બોલાવતા. કે જ્યાંસુધી તે આરામથી નહીં ઉઠે.

## એ એલમની ઉંઘમાં દુઃખ દરદોથી આરામી.

'સ્લીપર' એ હાલતમાં દુઃખદરદથી તદન બે ખબર હોએછે. તે વખતે તેને ચમટો લેવો યા તેને અડકો તો તેને માલમ પડતું નથી. ઘણી વખત એવા બનાવો તેના 'ઑપરેટરની' મરજીથી થાએચ. કેટલાંએક લોકો એમ કહેતાં હશે કે તેને આએ હાલતમાં દરદને દુઃખ ઘણું થાએછે. પણ અમે કહી શકીએચ કે. તે એ હાલતમાં તદન બેખબર હોયછે, તે વખતે તેને બીલકુલ દુઃખ દરદ થતું નથી. હાલમાં દુઃખ નહી લાગે માટે બેહોશ કરવાની બીજી રીતો કરતાં આએ રીત ઘણીજ બેહતર છે, કેમકે બીજી રીતોમાં ઘાતકીપણા જેવું કાંઇક અંશે હોએછે પણ એ હાલતમાં બીલકુલ આરામ હોએચ; કેમકે ઉંઘમાંથી જાગીયા પછી તેની હાલત સારી માલમ પડેચ.

# મેશ્નામીમાં 'સબજેકટની' હાલત અને શકતી.

જ્યારે 'સ્લીપર'ને પેહેલ્લાં 'મેગનાટાઇજની' ઉંઘમાં નાખવામાં આવેછે ત્યારે તે તર્હેવાર સવાલોનો જવાબ આપેછે, પણ બધાથી પેહેલ્લાં તે 'મેસમેરીઝમ' કેમ કરવું તે બતલાવે છે, પણ પુરેપુરી અસર થયા પછી તે બીજા દરેક સવાલોનો જવાબ આપવાને લાએક થાએછે. કોઇ વખત 'સ્લીપર' ચોકસ જણાવે છે કે તેના ઉપર એટલી એટલી વખત 'મેસમેરીઝમ' કરવાથી ફલાની હાલતમાં પોંહચસે. જ્યારે તે જાગી ઉઠેચ ત્યારે તે પોતે બોલેલામાંનું કંઇક ભાગ યાદ રાખેચ, પણ જો તેનો 'આપરેટર' તેને બધું યાદ રાખવા કહેચ તો તે તેજ પ્રમાણે વરતે છે.

'સામનેમબ્યુલીઝમ' (ઉંઘની હાલત); ખરૂં પુછો તો એ નીંદનો જાગતી મેશ્નામી કહી શકાએ. આએ ઉંઘ જે છે તે તંદરૂસ્તી આપવાવાલી છે. આએ હાલતમા 'સ્લીપર' (જેનાપર અસર કીધેલી હોએ તે) ઘણુંજ હોશીયારી સાથે જવાબ આપે છે. જો તમે તને કોઇ તર્હેનો સવાલ કરશો કે જેથી તમારો 'સબજેકટ' નાવાકેફ હોએ, યા તે વાતમાં તેને કંઇ શક હોએ તો તે ઘણું કરીને એમ કહેશે કે 'હું કંઈ જાણતો નથી'. પણ જો તેવી હાલતમાં તેને ચાલવા કહેશો તો તે ઘણાજ આસ્તે કદમે ચાલસે કારણ કે તેની આંખો એ વખતે બંધ હોએછે. અને તે વખતે તે પુરેપુરી ઉંઘમાં હોએછે. વળી તે તેવી હાલતમાં ઓરડામાંની છુપીમાંછુપી ચીજબી જણાવેચ.

'સોમનેમબ્યુલીઝમ'ની હાલતમા કેટલીએક વખત એવુંબી બનીયુંચ કે 'મેગનાટાઇજરે' તેને જોરથી પુકારી હાંક મારી પણ તેણે જવાબ નહીં આપીયો. અને કોઇ વખતે એવુંબી બનીયુંચ કે 'સ્લીપરને' જગાડી દીધોચ. કે જે થોડા વખતપર તદન બેહરો હતો. કોઇ દરવજામાં તો પીસતોલનો અવાજ તેના કાનપાસે કીધાં છતાં તે બીલકુલ હલીયો યા ચોંકીયો નહીં આએ બધું 'આપરેટરના' હાતમાં છે; બેહરો કરવો યા ચાહે તે હાલતમાં લાવવો.

જ્યારે તે પુરેપુરી ઉંઘમાં પડે તે અંહીસુધી કે જગાડી યાવીણા જવાબ દેવા લાયક થાય. તે વખતે તેના ચેહરામાં, બોલવામાં ફરકો માલમ પડેલાછે. પેહેલ્લાં તેની ઉપર જેવી અસર થાએચ ત્યારે તેને લાગેચકે તે મજલીસમાં બેઠાચ ને ઊંઘ તેનાપર ગાલેબ થઇચ, અથવા તો દારૂની નીશામાં બેફામ થયોચ. તે વખતે તેને કંઇબી પુછો તો તે જવાબો ઘણી હુશીઆરીથી આપશે. કેમકે તેના ખ્યાલો તે વખતે ઘણાં બુલંદ હોયછે. તે ઉપરથી માલમ પડેચ કે તે ઘણું એક શીખેલો માણુસ હોવો જોઇએ.

## તેની મનશકતી.

એબી જણાએલુંચ કે ઉંઘની અંદર 'સબજેકટનો' આવાજ બી બદલાએલો દેખાયછે. કોઇ વખત જ્યારે તે પોતાના

દોસ્તની ગમગીનીભરી વાતનું બયાનકરેચ ત્યારે તેનો અવાજ ઘણોજ અસરકારક નીકળેચ. જ્યારે 'સબજેકટ' એના પુરા દરજ્જામાં પુગેછે ત્યારે તેનો ચેહેરો ઘણોજ ખુશનુમા દેખાય છે. એબી જણાયું છે કે જ્યારે તે પુરેપુરી ઉંઘમાં હોયછે ત્યારે તે પોતાનો જીવ બે બદનમાં છે કરી સમજેછે યાને પોતે બીજી હાલતમાં છે કરી સમજેછે. અને પોતાને તે ઉંઘમાં બીજી સુરતમાં જોએછે, પણ બીજી વખતે તેને જ્યારે પાછું તેજ ઉંઘમાં નાખવામાં આવેછે ત્યારે તે પેહેલી વખતે જે બોલ્યો હતો તે સંધુ તે વખતે યાદ આવેછે, અને તે વખતે તે પોતાની હાલત બેગણી જોએછે. એ હાલતની અંદર જો તેને કોઇનું નામ પુછશો તો તે જણાવશે નહીં પણ જો તેનું નામ ફલાનું છે કે નહીં પુછશો તો ડોક હલાવી હા કહેશે. ઘણીક ચીજોની બાબતમાં તે એટલી ચોકસાઇથી બોલેચ કે ગોયા તે ચીજ તે જોતોજ હોએ. કોઇ વખત તે પોતાની આંખો ઢુંગાડી તે ચીજ જોવા માંગેચ પણ તેમ તેમ તેની આંખો વધારે બંધ થતી જાએચ. તે જે ચીજનું બયાન કરેછે તે એટલી ચોકસાઇથી બયાન કરે કે ગોયા તે ચીજ તે જોતોજ હોય. કોઇ વખતે કોઇ ચીજ વીશે તેને પુછીએચ તો તે કહી શકતો નથી પણ જ્યારે તેના હાથમાં આપી પેશાની ઉપર રાખવામાં આવેછે ત્યારે તે ચીજનું બયાન કરેછે. આએ બધા બનાવો પેહેલ્લીજ અજમાંએસમાં બનેછે કારણકે એ ઘણુંજ નાબલા દરજ્જામાં હોએછે.

જે હાલતનું બયાન આપણે કરતા આવેલા છઇએ તે હાલતમાં 'સ્લીપર' કોઇબી રૂમમાંની ચીજનું બયાન ચોકસ કરશે ને તે વલી જોયા જાણીયા વગર. એ હાલતને 'ક્લેઅરવાઇન્સની' હાલતમાં ઘણોજ ફરકછે, અમે એના અહર કંઇ હદ બાંધી શકતા નથી. પણ એટલું જણાવીશું કે 'ક્લેઅરવાઇન્સનો' દરજ્જો સૌથી ચઢીયાતો છે. તેનાથી બીજા બધા ઉતરતા દરજ્જામાં છે. કોઇ વખત એમબી થાયચ કે 'સ્લીપર' તરતજ મોટાદરજ્જામાં પુગી જાએચ, ઇયાને નાંધલા દરજ્જામાં નહી જતાં 'ક્લેઅરવાઇન્સની' હાલતમાં પુગેચ.

કોઇ વખત તે પોતાના 'ઑપરેટરનો' અવાજ સાંભળેછે ને બીજા કોઇનો સાંભળતો નથી. ને કોઇ કોઇ વખતે તો તે તદ્દન બેહેરો થાએછે પણ એ માલમ નથી પડતું કે તે પોતાની મરજીથી આએ હાલતમાં પુગેચ યા પોતાના 'ઑપરેટરની' મરજીથી.

એક વખત એક 'સબજેકટ' તો તદ્દન બેહેરી હાલતમાં આવ્યો હતો પણ તેના 'આપરેટરે' પોતાની આંગલીઓ ઉપર તેનું માથું ઉંચકીયું કે તરતજ તે પાછો બોલવા લાગો. જો 'સબજેકટ' બધાઓની વાત સાંભળતો હોય અને બધાઓને જવાબ દેતો હોએ તો તે હાલતમાંથી 'આપરેટર' તેને ફેરવી શકેચ. કોઇ વખતે જો 'સ્લીપર' ઘણી ગડબડ સાંભલતો હોઅ તો 'આપરેટર' તેને તે સાંભલવાથી મનાઇ કરી શકેચ, પણ એ બધુ તેને પેહેલ્લાં દરજ્જામાં હાંસલ કરી લેવું જોઇએ

# બીન અનુભવે બનતા ધભરાટ.

કોઇ કેસમાં બુરા બનાવોબી બનેલાછે પણ તે તેના 'ઑપરેટરના' ગફલતે બનેલાછે. તેણે પોતાના 'સબજેકટને' કોઇ વખત એવી હાલતમાં લાવી નાખ્યો કે તેની ઉતારવાની તદબીર તે પોતે જાણુતો નહી હતો. એવા બનાવો ત્યારેજ બનેચ કે જ્યારે તેનો 'ઑપરેટર' બીનઅનુભવી માણુસ હોયછે. કેટલાંએક લોકો એની અજમાએસ મોજ મેલવવા ખાતર કરેછે. તેમાં તેઓ કોઇ વખત ફતેહમંદ થાએછે. ઇઆને 'સબજેકટને' નીંદમાં નાંખેછે અને તેઓ અજાએબ થઇ ખુશ થાએછે. પણુ જ્યારે તેને જગાડવા સારૂ કોશેશ કરેછે ત્યારે તેઓ તેને બેહુરો થએલો જુએછે, તે વખતે તેઓનો ધભરાટ વધી પડેછે, કે જે ગભરાટથી તેના 'સબજેકટની' હાલત ઓર વધારે બગડેછે, કેમકે 'ઑપરેટર' અને 'સબજેકટની' તે વખતે એકજ હાલત હોયછે. તેનો 'ઑપરેટર' બીન અનુભવી હોવાથી ધભરાએછે તેનો ધભરાટ જોઇ તેનો 'સબજેકટ' ઓર વધારે ધભરાએછે અને એવી તરેહેના ધભરાટથી કાગ: વધી પડેછે. આખર એમ થાએછે કે એક ડૉકટરને તેડવામાં આવેછે, પણુ તે ડૉકટર તેથી નાવાકેફ હોવાથી તે 'સબજેકટને' જગાડવાની કોશીશ હર તરેહથી કરેછે, અને તેથી 'સ્લીપરને' વધારે નુકસાન પોંહચેછે. બધાથી વધારે એ ધીયાનમાં રાખવું જોઇએ કે જ્યાંસુધી તમારો કોઇ મદદગાર પાસે નહી હોએ ત્યાંસુધી હરગેજ એ

જાતનો એલમ અજમાવતા ના, યાને તે વખતે તમારી પાસે આએ કેતાબ અવશ્ય કરીને હોવી જોઇએ.

સમજો કે કોઇ વખતે તમારાથી એવી વાત બની તો તે વખતે 'ઑપરેટરે' કોઇબી કીસમનો ધબરાટ પોતાના દીલમાં રાખવો નહીં જોઇએ. ને ત્યાર પછીજ ઉતારવાની કોશીશ કરવી જોઇએ. તે વખતે કોઇબી શખસે 'મેગનાટાઇઝની' નીન્દમા પડેલા શખસને બીલકુલ નહી છેડવો જોઇએ. જો એ વખતે 'ઑપરેટર' પોતાનો ધબરાટ દબાવી નહી શકે તો, તેને પોતાના 'સબજેકટને' સુવા દેવો કે જ્યાંસુધી તે સુવા ચાહે. જો કોઇ તેને નહી છેડે તો એ 'મેગનાટાઇઝની' ઉંઘ તેને એક તનદરૂસ્તી છે. વળી જો તેને કોઇ છેડે નહીં તો તન યા ચાર કલાકના અરસામા તે સારો થશે. ઘણામા ઘણા આઠ કલાક પછીબી તે સારો થશેજ. પણ જો તેનાપર નાહકના ચુથણા પડે તો બાર યા ચોવીસ કલાક પછી તે સાજો થશે. 'સબજેકટ' કેટલો વાર સુઇ રહે તે 'ઑપરેટરના' હાથમાં છે. 'ઑપરેટર' તેની ઉંઘની હદ બાંધી શકેચ, ચાહે થોડા વખત સુધીની યા ઘણા વખત સુધીની. પણ જો 'સ્લીપર' તેટલો વાર સુવાનો ઇરાદો દેખાડશે તો તે બરાબર તેટલોજ વખત ઉંઘાશે. ને તેના જાગી ઉઠવામાં એક સેકન્ડનોબી ફરક રહેશે નહીં. જો તે મુકરર વખત પુરો થયા પછી ઉતારવાની કોશીશ કરશો તો તે સારો થશે. 'ઑપરેટર' જો વખત મુકરર નથી કરતો, તો તે પોતેજ જાગી ઉઠેચ, ઘણું કરી એક કલાકથી બે કલાકના અરસામા ઉઠેચ. જો તે વખતે તેને

કાંઇ સવાલો પુછો તો પોતાને તે થાકેલો જણાવે છે. એવા વખતમાં લાજમ છે કે તેની મરજી માફક અમલ કરવામાં આવે. કોઇ વખત તો 'સ્લીપર' પોતેજ કહેચ કે મને આટલી વાર સુધી સુવું જોઇએ તેને જો થોડા વખત પછી પુછવામાં આવે કે "તેને ઉઠવાને કેટલો વાર છે" તો તે મીનીટ ને સેકંડ સુધી કહી જણાવશે કે આટલા વખત પછી હું ઉઠશ. એ અમે અમારા અનુભવે કહી શકીએચ.

## 'ઑપરેટરનો' અખતીઆર ને નકલ.

'ઑપરેટર' પોતાના 'સબજેક્ટપર' એટલાસુધી અખતીઆર ધરાવે છે કે તે ચાહે તો સબજેક્ટના બદનનો કોઇ ભાગ નીરજીવ કરી શકેચ. હયાને તે ભાગથી જરાબી હીલચાલ થઇ શકે નહીં. વલી તે તેના જબાનનેબી બોલવાથી બંધ કરી શકેછે. 'સબજેક્ટ' પોતાના 'ઑપરેટરની' હરેક તરેહની નકલ કરેછે. તે આટલી હદસુધી કે તેનો તે સાદબી બરાબર કાઢી શકેચ. જો તેનો 'ઑપરેટર' કોઇ વાતપર હસશે તો તેબી પોતે હસશે, વખતે જો તે કંઇ બેહુદી હરકત કરશે તો તેબી તેજ પ્રમાણે કરશે, અને તે બધુ તે આંખો બંધ છતાં તે કરેછે.

જો તેનો 'ઑપરેટર' તેની પીઠ પાછલ જઇ ઉભો રહી કાંઇબી બોલે યા ચેનચાળા કરશે તો તેબી તેજ પ્રમાણે કરશે.

'ઑપરેટર' જેવી રીતે બોલેચ યા ચાલેચ તેવી રીતે તેનો 'સબજેકટ' તેની નકલ કરતોજ રહેચ. જો 'ઑપરેટર' ચાહે કે જેવી રીતે હું 'પાવર' ધરાવુંચ તેવી રીતે ફલાનો 'બેલીસ્ટર' યા ગાયણકારની સાથે લાગે યાને તેઓ તેના શરીક થાએ, અથવા તે કહે કે જેવી રીતે હું તારા સાથે સંબંધ ધરાવતો હતો તેવી રીતે તું બીજા સાથે ધરાવ. તો પેલા 'ઑપરેટરે' પોતાના 'સબજેકટનો' હાથ તે બેલીસ્ટરના યા બીજા કોઇના હાથમાં મેલવી આપો અને કેહેવો કે તેના દીલ સાથે તારૂં દીલ મેલવ તો તે પેલા શરીકનું એટલી હદ સુધી ફરમાન બજાવશે કે જો તે હસશે તો 'સ્લીપરબી' હસશે. તે ઘણી જો ગમગીન દુઃખી હશે તો તેબી તેમજ દુઃખી થશે, જો તે ખુશ મીજાજમાં હશે તો તેબી તેમજ રહેશે. તેનો 'ઑપરેટર' જો તેને ફકત હોકમ આપે કે તું નાચ, કુદ યા ગાયણ ગા યા ભાષાણ કર તો તે પ્રમાણે તે કરશે. કોઇ કોઇ વખત તો તે એ એલમ ઉપર કાબેલીયત ભરેલા ભાષાણો આપે છે.

## વાજીંત્રની અસર.

એબી જણાયુંચ કે કેટલાંએક માણસોને વાજીંત્રનો કંટાલો છતાં એ એલમની ઊંઘની હાલતમાં તેઓ ઘણાંજ ખુશ મીજાજી ને તેપર મરી ફીટતા દેખાયાછે. જો કોઇબી વાજીંત્રમાં દલગીરી યા ખુશી ભરેલા રાગ કાઢવામાં આવે તો તે 'સ્લીપર' તેજ પ્રમાણે ચાલ હાલ કરેચ. એબી

જણાયુંચ કે 'મેગનાટાઇઝની' ઉંઘમાં લાવવા ખાતર વાજીંત્રનુ' જીનું મધુર શુર ઘણુંજ અસરકારક છે કેમકે એ હમુને તવારીખોપરથી જણાએ છે કે પેહેલ્લેના જાદુગરોનું પેહેલ્લુ' સાધન વાજીંત્ર હતું, જ્યારે કોઇ વખતે કોઇ જાદુગરે કોઇ શખસને 'સોમનેમબ્યુલીસ્ટ સ્ટેટ'ની હાલતમાં લાવવા ચાહ્યો તો તેને જરૂર ને જરૂર મધુર શુર વગાડયું ને તેમાં ત્યારેજ તે ફત્તેહમંદ થયો.

## અસાર.

કોઇ વખતે એ એલમની અસર એક નજરમાં થાએછે. તો કોઇ વખત તે એક મીનીટમાં તો કોઇ વખતે કલાકો પછીબી થાએછે.

તમે એમ નહીં કહી શકુશો કે હું ફલાનાપર થોડા વખતમાં અસર કરી શકશ. કેટલીક વખત તો દહાડાઓનાદહાડાઓ પછી થએલી છે તેથી કહેવાઇ નથી શકાતું કે તમે આટલાજ વારમાં કરવા શકતીવાન છેઓ, તેથી એના વીશે કાંઇ ચોકસ કેહેવાઇ નથી શકાતું. તોબી અમે કહી શકીએચ કે કોઇબી માણુસ એ એલમની હમેંશ 'પ્રેકટીસ' રાખે તો તે આસાનીથી એમાં ફતેહે પામી શકે.

## તમે 'સ્લીપર' પાસથી હરેક કામ કરાવી શકરો.

તમે જો તમારા 'સ્લીપરને' તેની ઉંઘમાં કહેશો કે તું જાગીયા પછી ફલાનું ફલાનું કામ કરજે ને તેજો તેને કરવાનું

કબુલીયું તો તે જાગી ઉઠીયા પછી જરૂર તેવુંબી બીકટ યા બેહુદું કામ છતાં કરશે. પણ જો બેહુદું કામ કરવા સારૂં જો તેને ફરજ્યાત પાડશો તો તે ઘણોજ દુઃખી થશે, ને ઘણું કરી તેવું કામ કરવાનો તે એકરારથી કરશે નહી. ને કદાચ કીધો તો તે મુકરર કામ બજાવીયા પછી ઘણોજ દુઃખી થશે.

એ એલમથી સારાં કામો પણ થાએ છે એક 'મેસમેરીસ્ટ' નામે મી૦ લુઈસ કહે છે કે "મે એક શખસથી 'મેગનાટાઇઝની' ઉંઘમાં વચન લીધું કે તે આજ પછી કદીબી દારૂ પીએ નહી" તે વચન તે સ્લીપરે પાલીયું હતું.

એ અજાબ જેવું છે કે તે ઘણી દારૂ પીનારો શોક અહન હોવા છતાં એક વખત તે હાલતમાં તેને વચન આપીયા પછી તે કદીપણ પાછો દારૂ પીતો જણયો નહી. સારી હાલતમાં કોઇ માણસને સારી નસીહત કરવા કરતાં આએ એલમની ઉંઘમાં કરેલી ઘણીજ અસરકારક હોએચ. કેટલીક વખતે તો કેટલાએક શખસોએ આએ નીંદની હાલતમાં બુરાં કામ નહી કરવાના એકરાર કીધો ને પછી તેવો કદીબી તે બદ રાહે જતા જણાયા નહી.

## અગતની સમજ.

'સોમનેમબ્યુલીસ્ટ' ને એવી સંભાલમાં રાખવો જોઇએ કે તેને કોઇ પારકો આદમી અડકે નહી. અને બીજોબી કોઇ શખસ કે જેવોનો તેની સાથે સંબંધ હોએ તેવો જો હાથ

લગાડે તો, તેવોએ આસ્તેથી લગાડવો. કેમકે જોરથી પકડવું નુકસાનભરેલું છે, પણ જો એવી રીતે વર્તશો તો તેની અસર ઉતરી જશે. અને કોઇ વખતે તો તેના હાથ પગબી અકડી જાએચ તેથી ભલું એકે તેના 'ઑપરેટર' સીવાએ બીજા કોઇએબી હાથ લગાડવો નહી.

ઘણા માણસો સાંબે 'મેગનાટાઇઝ' કરવું સારૂં નથી. કેમકે 'કલેઅરવાઇન્સ'નો દરજો એવો અજાએબ ને ભયંકર છે કે તેના દીલમાં હરેક આદમીના દીલની અસર હોએચ. જેમકે તેના આસપાસ હજારો તરેહવાર શખસો હોએ છે. કોઈ દુઃખી તો કોઈ સુખી તેથી તે હરેકના દીલની અસર પેલા 'સ્લીપરના' દીલમાં હોએછે.

આએ વાત કેટલાકોને અજૂબ ને નહી બને તેવી માલમ પડશે પણ ખરૂં પુછોતો એ હકીકતમાં ખરેખરૂં છે કે જે શખસ 'કલેઅરવાઇન્ટ' થાએછે તેની તબીયતપર તે બધાં માણસોના મીજાજ, ને બીજી હરેક લાગણીની અસર થાએછે. તમારા 'સબજેક્ટપર' કોઇ એહુંદી તરેહની અજમાએશ કરવી ઘણી ગેરફાએદાભરેલી છે. કેમકે તેથી 'સબજેક્ટને' નુકશાની પોંહચેચ.

એબી ધ્યાનમાં રાખવું જોઇએકે જમાયા પછી 'મેગનાટાઇઝ' કરવી નહીં જોઇએ, 'સબજેક્ટને' તેનો 'ઑપરેટર' જમી ખાઇને ધરાએલા નહીં જોઇએ. પણ જો તેમને એ

એલમની અસર કરવી હોય તો થોડામાં થોડા બે કલાક પછી કરવી.

તમુને જો એક સારા 'મેસમેરીસ્ટ' થવાની આશા હોય તો તમે આએ એલમ કરતી વખતે તાકાત ને જોર કરવું નહીં જોઇએ ને કોઇ તરેહની સખત મેહેનતબી કરવી સારી નથી બધાથી સારો 'ઑપરેટર' તે છે કે જેઓ એ એલમ કરવામાં ઘણીજ ધીરજ અને સબુરી એખતીઆર કરી અમલ કરતા હોય. કેમકે અમલ કરતી વખતે જોર અજમાવવું ઘણું ગેરવાજબી છે.

## કોઇ દરદપર અસર.

જ્યારે 'ઑપરેટરને' 'સબજેકટ' ઘણા ગરમ થઇ જાએ અને પસીનો આવવા માંડે તે વખતેબી 'મેગનાટાઇજ' કરવું નામુનાસબ છે; પણ થંડા અને ઠીક વખતે કરવું ફાએદાકારક છે. કેમકે થંડી મોસમ અકરશણ શકિત સારૂં અસરકારક છે. પણ એમબી નહી કહેવું જોઇએ કે તદન થંડી મોસમમાંજ કરો, ઘણી થંડી મોસમમાં તમારી મહેનત બરબાદ જશે.

સારી તનદરૂસ્ત હાલતમાં એક દહાડામાં ત્રણથી ચાર વખત કરતાં વધારે વાર અસર કોઇપરબી કરવી નહીં કેમકે વધારે વખત કીધાથી એહને નુકસાન છે. .

પણ જો કોઇને 'પ્રેકટીસ' કરવી હોએ તો તેને દાહડામાં એકજ વખત પોતાના 'સબજેકટપર' એ એલમની અજમાએશ

કરવી. તમારા 'સબજેક્ટને' કોઇ દરદ હોએ તો તે એક ઠેકાણે પેહેલાં તો ખેંચી લઇ એખટું કરવું જોઇએ પણ પછી તેને બાહેર ખેંચી કાઢવાની કોશેશ કરવી. પણ જો કદી ગમગીની યા માથું દુખવાનું દરદ હોએ તો તે ગુઠનો તરફ ખેંચી લેઉં મુનાસબ છે. તમારા 'સબજેક્ટપર' અમલ કરવું ફાએદાકારક છે. થોડા વખત તમારા 'સબજેક્ટ' સાંભે ઉભા રહી એવી રીતે 'મેગનાટાઇઝ' કરો કે ચેહરાની સાંભેથી અને માથાની પછવાડેથી હાથ લઇ પગ સુધી અમે જે જણાવી ચુકાચ તે પ્રમાણે કરો પણ શરૂઆતમાં કાંઇક વખત સુધી તમારી હથેલીઓને તમારા 'સબજેક્ટની' કાનપટી ઉપર યા આંખો ઉપર ઢાંકી મુકો.

જ્યારે એ કામ પુરૂં થાએ ત્યારે તે હાલતમાં 'મેસમેરીસ્ટની' અવાજમાં એક તર્હેની અસૈર હોએચ ઇયાને જે આવજ નીકલેચ તેમાં અકરશણ શકિત હોએચ. તે આએ હાલતમાં કોઇબી છુપી વાતો જણાવે છે. તમે કોઇ વખતે અસર કરો પણ તે અરધી કીધેલી ખેંચી લેતા ના 'અરધંગી કામ નુકસાન ભરેલું છે,' તેબી સબજેક્ટની મરજીપર રાખવું જોઇએ.

## કોઈ ચીજને 'મેસમેરીઝમ' કેમ કરવુ

આપરે માણુસને કરવા વિશે તો વાંચીયું ને સીખીઆ પણ પાણીને, દવાને, કપડાને, ઘરેણાને, અને બીજી તર્હેવાર

ચીજોને 'મેગનાટાઇઝ' કરવું ઘણું આસાન છે કેમકે તેને જરા હાથ લગાડો તો તેની ઉપર અસર થાએછે ને તેને હાથ લગાડવો એજ અસર કરવા બશ છે. પણ પાંચ યા સાત મીનીટ પછીજ તેનાપર અસર થાએછે.

## 'સીક' માણસોને 'મેગનાટાઈઝ' કેમ કરવુ.

'સીક' માણસોને 'મેગનાટાઇઝ' કરવા ખાતર ખાસ ને સારો રસ્તો એ છે કે તેના બદનમાં કોઇબી જાતનું દરદ હોય તો તેને એક બાજુ પેહેલ્લે ખેંચી લેવું જોઇએ.—આપણી આંગલીઓના પાંચે છેડા એકએકથી મલી રેહવા જોઇએ અને તેથી એક ખાસ જગાપર ફેરવતાં લઇ આવવું જોઇએ દયાને ખેંચી લેવું જોઇએ; અને પછી ત્યાંથી બીજી બાજુ તરફ ખેંચી લેવાની ફરજ છે. કોઈ વખતે એ રીતી કરવાથી તમુને દરદ વધતું માલમ પડશે તોપણ જેમજેમ તે ખેંચાતું જશે તેમ તેમ તે ઓછું થતું જશે, અને આસ્તે રહી તે તદન દફે થઇ જશે.

બદનના કોઇ ખાસ ભાગમાં દરદ જમાવ કરવાની રીત એ છે કે 'મેગનાટાઇઝથી' અસર કાધેલું સીસું, કાચ, યા લોઢાની કલમ, બદનના કોઇ ખાસ જગાએ પોતાની અસરથી ખેંચી લીએછે. તોપણ એ ધયાદ રાખવું જોઇએ કે એવી કલમોથી અસર કરવાનું તેઓનેજ લાજમ છે કે જેઓ એ એલમમાં પુરા હોય.

સીક માણસપર બીજી ચીજોથી અસર કરવું લાજમ છે ને તેથી બીજી ચીજોપર અસર કરવાનું શીખવું લાજમછે, કે જેથી કેટલીએક તરેહના ફાએદાઓ જાહેર થાએચ. તરેહ જાતીના ખોરાકોપર 'મેગનાટાઇઝની' અસર કરવામાં આવે તો તે બીમાર સારૂં ખાધામાં ઘણું ફાએદામંદ છે.

'મેગનાટાઇઝ' કરવાની જે રીતી અમે બતાવી ગીયાચ તે રીતીથી નાંખલાં દરદોપરથી 'મેગનાટાઇઝ' કરવું ફાએદામંદ છે. કેમકે એ 'મેગનાટાઇઝની' ઉંઘ આરામ આપનારી, અને કોવત બખસનારી હોએછે, પણ જો સીક માણસ આએ ઉંઘમાં 'કલેઅરવાઇન્સ'ના દરજ્જનમાં પુગે તો તે હાલતમાં તે પોતા વિષે સારી સલ્લાઓ આપેછે કે જે ઘણીજ અજાએબ હોએચ.

જો કોઈ ઘણા સીક માનસપર 'મેગનાટાઇઝની' ઉંઘ ગાલેબ કરી હોય તો તેના ઉપર આએ ઉંઘ બીજી તરેહથી ગાલેબ કરવામાં આવેછે. તે એવી રીતે કે—હારબંધીદીથી થોડા શખસને ઉભા યા બેસાડી રાખીને. એક નાંધલી સારા તંદરૂસ્ત માણસની કંપની જોઇએ. તેઓના મીજાજ એક સરખા હોએ, ને તે કંપની '૭' થી વધારેની નહીં હોય ને '૭' થી ઓછાની નહીં હોએ, તેઓની ઉમરમાં ફરક જોઇએ, અને તે કંપનીમાં માટી બૈયર હોવા જોઇએ. તે બધા માણસ હારબંધ હોવાથી તે સીક માણસ કે જે

તેઓ સાથે છે તેનાઉપર એ એલમની ઉંઘ ગાલેબ કરી શકાએચ.

તે બધાં માણુસોને એક 'સરકલ'માં બેસવું જોઇએ તે એવી રીતે કે એકનો હાથ બીજાના હાથમાં ને તેઓએ અગુંઠાને પકડી બેસવું જોઇએ ઇયાને હાથના અંગુઠાને પોતાના હાથના અંગુઠાથી પકડી બેસવું જોઇએ. તેઓએ ચુપકીદી તે વખતે એખ્તીઆર કરવી જોઇએ. તેઓએ આંખો બંધ કરી બેસવું યાતો તે જગાની વચમાં એક નજરે જોયા કરવું જોઇએ; તેઓએ દીલમાં એવો વીચાર બાંધવો જોઇએ કે, તેઓને એ એલમનું પરીણામ જોવા વીસ મીનીટ યા અરધો કલાક બેસવુંજ જોઇશે, અને તે વખતે તેઓએ કોઇબી તહીંની હીલચાલ યા હરકત કરવી નહીં જોઇએ.

જો એ હારબંદી એવી રીતે બાંધી હશે તો કંઇક વખત પછી તે હારબંદીમાંનો એક શખસ પોતે ઉંઘમાં પડયોચ એમ જાહેર કરશે અને બેઅખ્તીઆર થઇ પોતાના શરને ઝુકાવી દેશે. જ્યારે એ તમુને માલમ પડશે કે તે બરાબર આએ ઉંઘથી આજેજ થયોચ ત્યારે બધા માણુસોએ તે અસર થયલાં માણુસ તરફ એકી નજરે જોવું જોઇએ. તે વખતે તે હારબંદીમાંના કોઇએક શખસપર કે જેનાપર 'મેગનાટાઇઝની' અસર કરવી હોએ તેનાપર પુરેપુરી અસર કરવી જોઇએ. તોપણ એ ધ્યાદ રાખવું જોઇએ

કે જે શખસપર એની અસર થઇ હોએ તેના આજુબાજુના એ શખસોએ તેના ખભાંપર હાથ રાખવો જોઈએ તે એ સારૂં કે તેનો 'ઓપરેટર' તેને 'મેગનાટાઇઝ' કરવા સારૂં પોતાના હાથો બરાબર ફેરવી શકે. જો આએ અમલ ખરી રીતે કરવામાં આવશે તો તમુને 'કલેઅરવાઇન્સ' નીબી અજમાએશ થશે. કેમકે તમારો 'સબજેકટ' હરેક મરજોને પેછાનવા મંડશે કે જે 'કલેઅરવાઇન્સના' દરજ્જામાં એક બેદી અસર છે.

બધાંવોને પેહલ્લે તો પોતાના 'સબજેકટ' તરફ એક નજરે જોઉં જોઇએ તે અંહીસુધી કે જ્યારે તેની અસર જાહેર થાએ, પણ પેહેલ્લે એ ઇયાદ રાખવું કે એના ખાતર એક સારા 'મેગનાટાઇઝરને' ચુંટી લેવો જોઇએ. તે 'સરકલ' એવી રીતે બાંધવું જોઇએકે 'મેગનાટાઇઝરને' 'સબજેકટ' એકમેકના સાંભે જોઇ શકે અને બીજાવોએ તેઓથી સંબધ રાખવો જોઇએ. એ રીતે સીક માણસને અને જોરાવર માણસને 'મેગનાટાઇઝ' કરવું ઘણુંજ ઉત્તમછે.

## સંધીવા મેસમેરીઝમથી કેમ સારો કરવો.

આએ ઘણુંજ ભયંકર દરદ કોઇબી સાંધાને લાગુ પડેચ ને તેથી ઘણી હેરાનગતી પોંહચેછે. અને એ દરદ ઘણાંક વરસો સુધી સારૂં થતું નથી.

એ દરદ જેવું ભયંકર હોએ તેના પ્રમાણમાં 'મેગનાટાઇઝની' અસરખી તેટલીજ જોરમાં કરવી જોઇએ. જો દરદ થોડું થતું હોય તો થોડી અસર કરવી જોઇએ. જ્યાં દરદ થતુ હે એ ત્યાંજ તે લાગુ પાડવું જોઇએ નહીં તો તેના પાસેના ભાગપર કરવું કેમકે તેને તે સાંધામાંથી ખેંચી કાઢે. જો તેમાં કંઇ તમુને બીકટ માલમ પડે તો તેને 'મેગનાટાઇઝની' નીંદમાં નાંખો, અને પછી જે ઉપર કહયુંચ તેમ કરો, કે થોડા વખતમાં તે દંરૂ થઇ જશે.

## કમરમાં પવન ભરાયચ તે કેમ ઉતારશો?

કમરમાં વા ભરાયો હોએ તો ઉપલીજ રીત પ્રમાણે કરો. જો તેને તેવીજ રથીતીમાં ઊભો કરવામાં આવે અને તે વખતે, તેના માથાથી તે ભગજસુધી અને બરડાના હાડકા સુધી પવન પસાર થતો દેખાએ તો એમ સમજવું કે હજુર તેપર અસર બરાબર થઇ નથી. આએ ઉપલી રીતે ઘણીખરી 'મેગનાટાઇઝની' ઉંગમાં નાંખી કરવી જોઇએ, ને જે પ્રમાણે કહયુંચ તે પ્રમાણે કરવું જોઇએ.

## આગતની વધુ બાબતો

આએ 'મેગનાટાઇઝની' અસર જેઓ 'મેસમેરીઝમને' 'બીલીવ' કરેચ તેઓપરખી થાએચ ને નથી કરતાં તેઓપર બી થાએચ. તે એવી શરતપર કે તેનો 'સબજેક્ટ' કાંઇબી

અટકચાલી યા હુજ્જત નહી કરે, અને તેનો ફરમાબરદાર થાએ તો થઇ શકે ઇયાને તેના કહ્યા પ્રમાણે ચાલે તો. પણ જો સાંભવાલો પોતાના 'ઑપરેટરપર' જોર કરેતો એ એલમની અસર તે પર થતી નથી. તે જો સાંભે થાએતો અસર થઇ શકશે નહી, તે પરથી જણાઇ આવેચ કે તેનામા 'ઑપરેટર' કરતાં વધારે કુવત છે.

· એવો કોઇ અનુભવ હમુને મલીયો નથી કે જે હમે લખીએ પણ તમારો 'ઑપરેટર' ઢોંગ કરી પડીયોચ કે કેમ તે તમુને તમારા અનુભવથી માલમ પડશે. તેથી તમુને સજાવર છે કે તેની તમે પરીક્ષા લેવો.

જો કોઇ સાત વરસનો છોકરો એ એલમને બરાબર શીખે તો તે ઘણીજ સરસ રીતે એ એલમની અસર કરવામાં ફતેહમંદ થાએછે કારણકે સાત વરસની ઉમરમાં છોકરાઓ 'મેસમેરીઝ' કરવાના તાકાત ઘણી રાખેચ.

એભી લખવું જરૂર છે કે 'કલેઅરવાઇન્સ'નો દરજ્જો 'મેગનાટાઇઝ'ની હાલતથી કાંઇક ફરક ધરાવેચ. તમે કોઈ સારા તંદરૂસ્ત માણુસને 'કલેઅરવાઇન્સ'ની હાલતમાં લાવી નહી શકશો કેમકે તેમાં મેહેનત ઘણીજ પડશે.

જાતી નીંદ્રા અને મોતની વચમાં છ (૬) દરજ્જા 'કલેઅરવાઇન્સ'ની હાલતનો ખ્યાલ કરવામાં આવેલો છે. હમના આએ વીચાર કરવાની જગાછે કે મોતની એના વખતે આએ છએ દરજ્જા થોડી સેકંડમાં પસાર થાએછે.

પણ જો ઘણાં દહાડાની બીમારી સાથે એની બરાબરી કરવામાં આવે તો માલમ પડશે કે તે છ દરજ્જા પસાર થવા કેટલા મહીના લાગે છે. તે પરથી એ જણાએચ કે તે દરજ્જે બ દરજ્જે પોંહચેછે તો તમે વીચાર કરો કે તમે એકદમ કોઇને 'કલેઅરવાઇન્સ'ના દરજ્જામાં કેમ લાવી શકશો ?

અમે જ્યારે પાણીને 'મેસમેરીઝમ' કરીએ છઇએ ત્યારે તેમાંથી અમે પાણી ઓછું થએલું યા વધેલું જોતાં નથી પણ તેટલુંજ જોઇએ છઇએ.

કેટલાએક લોકો 'મેગનાટાઇઝને' માનેછે ને તેના 'કલેઅરવાઇન્સ'ના દરજ્જાને માનતાં નથી પણ તેમને એ ધીયાનમા રાખવું જોઇએ કે 'કલેઅરવાઇન્સ'નો દરજ્જો સૌથી મોટોછે.

કેટલાએક ડાકટરો એ એલમને શીખવાના કહે છે પણ તે તેઓની નકામની દમક છે. ઘણી વખત તેઓ ઘભરાવે છે પણ એમાં ભયંકર ને ઘભરાટ જેવું કશુંએ નથી.

## સીમ્પથાઈ અને 'કલેઅરવાઈન્સ'.

'સીમ્પથાઇ' તે હાલત છે કે જેમાં તે હરેક માનસના દીલનો ભેદ માલમ કરી શકે છે. એ હાલત પેહેલ્લા દરજ્જામાં થવી શરૂ થાએ છે. અને પોતાના 'ઓપરેટરની' સાથે અકરશણ શકતીની હાલત માલમ પડેછે.

જ્યારે અમે વધારે વીચાર કરીએચ ત્યારે અમુને એ માલમ પડેચ કે એ 'મેગનાટાઇઝની' ઉંઘનો એક દરજ્જો છે

તે વખતે 'સ્લીપરની' મગજ શક્તી એટલી તેજ હોએછે કે તે પોતાના 'ઓપરેટરના' દીલની હરેક વાત જાહેર કરી શકેચ. અમે કહી શકીએચ કે તે કોઇ વખતે તેથીબી વધારે મગજ શક્તી ધરાવે છે. અને તે એટલા સુધી કે તેના જે ભાગીયાવો હોએચ તેનાબી દીલની વાતો તે જનાવી શકેચ. તે શરીકોને કોઇ ઠેકાણે દુખતું હોશે તો એનેબી તેજ બાજુએ દરદ થાએચ. તે ગોયા તે વખતે તેના સુખ દુઃખનો ભાગીયો હોએચ.

અમના અમે એ બાબતમાં તો કહી ચુકાચ પણ થોડું એક અમે જે નથી જણાવીયું તે અંહી જણાવીશું. તે વખતે તેનો જો 'ઓપરેટર' યા તેનો શરીક જો કોઇ ચીજ ખાએ તો તેવોની નકલી તોરપર તેબી તેમજ હાથ મોનું કરી અમસતો ખાયા કરશે, તેને જો પુછવામો આવે કે તું શું ખાએચ તો તે કોઇબી વસ્તુ યા ચીજનું નામ લેશે. તમે ખરાબ ચીજ ખાશો ને તેથી જો મોનું મરડશો તો તેબી તેમ કરશે ટુકમો હરેક વાતમો તે તેમજ હોએચ. જો કોઇ ચીજ તમે ઉંચકી તો તે તરતજ જણાવશે કે ફલાની ચીજ ઉચકાઇ તે વળી આંખ બન્દ છતા. ચાખવા ખાવા પીવામા જેમ તે શરીક હોએછે તેમ તે સુંઘવામાંબી હોએ છે.

અમે કહી શકીએચ કે તે બેઉ ચીજમાં સાથે હોએચ. પણ તે એકી વખતે હોએચ કે નહી તે કહી શકતાં નથી, તોબી હોવો જોઇએ. જેવી રીતે ઉપલી બાબતમાં તે સંબંધ રાખેચ તેમ કોઇને 'શેકહેન્ડ' કરો તો 'સબજેક્ટબી'

તેમજ અમથો હાથ હીલવસે. જો કોઇસાથે તમે હરૂસેની વાત કરસો તો તે બધી સાંભરસે. તેના 'ઑપરેટરને' યા શરીકને તમે જો કોઇ જગાપર સોએ ભોકો તો તે 'સ્લીપરને' બી તેજ જગાપર ભોકાએલી લાગશે. ટુંકમાં એટલું કે તે હરેકમાં સુખ દુઃખના ભાગીયા દાખલ હોએચ.

અમો એ કહી શકતાં નથી કે તે આંખોથીબી જોવામાં કાંઇ સંબંધ ધરાવેચ યા નહી. અમના એ સવાલ થશે કે તેની આંખો બંદ હોએચ. ત્યારે તે રોશનીબી જોઇ નથી શકતો, અને તે ઉંઘાએલાની ફાણી પડી રહેચ. તો પણ અમે જે ઉપર જનાવીયું તે પરથી અમુને માલમ પડેચ કે તે હરેક ચીજ પારખેચ. જોએચ. પણ તે સંધું બાહેરની નજરથી જોઇ શકેચ.

અમના એસવાલ કરવામાં આવેછે કે સું 'મેગનાટાઇજરની નીંદવાલો, અંદરની નજરથી, એ તમામ ચીજોને. કે જે તેનો 'મેગનાટાઇજર' જાહેર આંખોથી જુવેચ તે સું પોતે અનદરની નજરથી જોઇ શકેચ?

અમે એ કહી શકીએચ કે જો 'સબજેક્ટ' પુરેપુરો 'ક્લેઅરવાઇન્સની' હાલતમાં હોશે તો બેશક તે હરેક ચીજને. કે જેને 'ઑપરેટર' ખુલી નજરે જોએચ તે ચીજ 'સબજેક્ટ' બી સારી રીતે જોઇ શકેછે. તોબી એ યાદ રાખવું જોઇએ કે 'ક્લેઅરવાઇન્સના' દરજજામાં ઉપલાં બયાન કીધેલા શરીકોનું હોવું જરૂર નથી. અને તે એજ સારૂં

અમુને ખરા 'કલેઅરવાઇન્સના' દરજાને એ 'સીમ્પથાઇના' દરજાથી જુદો કરવો પડે છે.

ઉપર આપરે કહી ગીયાચ તે ઉપરથી સવાલ ઉઠેચ કે 'સબજેકટ'બી શરીકોસાથે સાંભરવામા ભાગ લે છે કે નહી? અમે એતો કહી ચુકા છઇએ કે 'સબજેકટ' પોતાના 'ઓપરેટર,' અને શરીકો સીવાએ બીજા કોઇનો આવાજ સાંભલી શકતો નથી.

'સીમ્પથાઇના' દરજનમાં તમારા 'સબજેકટના' શરીકો ના બનાવો, કારણ કે દરેકના દીલના થોડી ઘણી અસર તેના દીલપર હોએછે તેથી તેના ઉપર ગમગીની, દલગીરીનો, ભાર પડીયાથી તેને નુકસાની પોંહચે છે.



## ક્રીકેટ! ક્રીકેટ!! ક્રીકેટ!!!

નામદાર ગવરનર લૉર્ડ હેરીસના માનવંતા

આશરા હેઠળ.

આખાં હીંદુસ્થાનમાં શઉથી મોટો દીપો, જેઆં ક્રીકેટને લગતો શરવે શામન; શારો ને શસ્તો મળશે.

**આર. આર. પારખની કુ.**

૧૮, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ.

# જાહેર ખબર.

## મેસમેરીઝમ

આ ચોપડી અમારા એજન્ટોપાસેથી નીચલે ઠેકાણેથી મલશે—

કાલબાદેવી—આતમારામ સગુનની દુકાન.

,, સુંદર પાંડુરંગ—બુકસેલરની દુકાન.

ધોબી તલાવ—નાનાભાઈ બેજનજી કરાણીની દુકાન.

બજારગેટસ્ટ્રીટ—પીરોજશા દીનશા બુકાદમની દુકાન

એસપ્લેનેડ—બોમ્બે ક્રીકેટ કલબના ટેન્ટમાં.

રામ વાડી—રાવજી શ્રીધર ગોં[illegible] બુક ડેપોમાં.

બાહરકોટ—બાટલીવાલા મોહલ્લામાં મરહુમ દોરાબજી ઉસ્તાદના ઘેરમાં કે. પી. શેઠનાની પાસેથી.

ચીરાબજાર—બી. ડી. ચોંહુઆજીનાપાસે એદલજી લાહોરના ઘેરમાં. ઘેર નં° ૨૯૦.

કોટકોટના રસ્તાપર ધી વૉઇસ ઑફ ઇન્ડીઆ પ્રેસમાં પેહેલે માલે પ્રીંનતરને તમારૂં સરનામું લખીને કેલવાડશો તો મોકલી આપવામાં આવશે, ઘેર નં° ૮૯.

કોટમાં દેવલના મોહલ્લામાં મી° પંડોલ ઘડીયાલીની સાંમે મની ચેંજરને ત્યાંથી આ ચોપડી મલશે, નંબર ૩૬.